# પતિનું લોહી પીનારી પીશાચણી

Reg. No. 160

કે

# સુધરેલા જમાનાની સુંદરી.

## ભાગ ૧ લો.



પ્રકાશક

કવી મગનલાલ બાપુજી ગોધરાવાળા.

મળવાનું ઠેકાણું

સરસ્વતિ બુક ડેપો,

ઠે. સ્ટેશન રોડ, મુ. આણંદ.

પ્રત ૨૦૦૦ ] આવૃત્તિ બીજી. [ સને ૧૯૨૩

કિંમત રૂ. ૦-૧-૦

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ત્રિભોવનદાસ કાશીભાઇ પટેલે પ્રકાશકને માટે છાપી. તા. ૨૯-૩-૨૩

# કોમીક ગઝલ.

૧૦૫૦૨



ગયો તો યાર એક દીન હું સડક પર સેલ કરવાને
બપોરના એક બે વાગ્યે નીકળીયો સેજ ફરવાને
ચોપાટી ચાલતો આવ્યો જવું તું કયાં ગયો હુંતો
ભુલેશ્વરથી પડી ભુલો ગયો ગુલાલ વાડીમાં
સખી એક શયામરી ઉભી ઝરૂખામાં રહી ઝુકી
શરિર શંકોચતી ક્ષણમાં ડુવાલે મુખ લોતી'તી
દુરથી યારને દેખી કદી તતબીર તે કરતી
ઇશારો હાથનો આપી વગાડી સીટી પાછળથી
બાજુની બારીની અંદર ઉભો'તો યાર તો એનો
અચિંતો આવીયો તે ત્યાં થયો મેળાપ એ બેનો
કરી ચુંબન ચતુરીને ડબાવી બાથમાં લીધી
જવાને કાંડું ઝાલીને નીચે ઉતારી ઝટ દીધી
કરી વીકટોરીયા ભાડે ગયાં ત્યાં હીન્દુ હોટલમાં
ઉડાવી પેન્ટ ટ્રેબલ પર બન્યા ચકચુર બોટલમાં
નવ રહ્યુ ભાન દુનીયાનું બન્યાં ત્યાં બેઉ બેહાલે
પાછીથી શુ બન્યું યારો કહીશું આવતી કાલે

# પતિનું લોહી પીનારી પિશાચણી.

ભાગ ૧ લો.

૧૦૪૦૧

## સુધરેલી નારીના ચીતાર.

### પ્રકરણ ૧ લું.

હાય હાયરે હાર્યો હું સુધરેલી નારથી—એ રાગ

રોફ કરી બજારે તે જાયે, માલ મલીદા નિત્યે તે ખાયે
જરા લઢતામાં સામી તે થાયે રે હાય હાયરે
રાંડ લોકોને લાકડાં લઢાવે, વળી વ્હાલાં વીખુટાં પડાવે
જુઠી વાતે તે મુજને અડાવે રે હાય હાયરે
રાંડ છુટા મુકી બેસે વાળ, ભલે સામે બેઠા જન ભાળે
ભુત જેવું એનું ડાચું ભાળેરે હાય હાયરે
ધીરે ચાલે કરે બહુ લટકાં, જે બોલાવે તેને ભરે બટકાં
પરણ્યાને કહે જાવ સટકો રે હાય હાયરે
પાડી ધાંટો કરે લોક ભેળા, તેને બોલાવે કોઈ જે વેળા
વેર બેઠાં કરે રાંડ ભેળા રે હાય હાયરે

રાંડ આખા જગતનું છોલે, કુળ હોય તેવુંજ તે બોલે
રાંડ ચડી બધે ચકડોળે રે હાય હાયરે.

સગી છોડીને ગાળો તે ભાંડે. વળી નિત્યે નવાં ઘર માંડે
છતાં ધણીએ હાથે તે રાંડે રે હાય હાયરે

યાર ઘરમાં પેસે છાની છાની, બધે પરણેત ધણીનું માની
આવી સુધરેલી નાર તોફાની રે હાય હાયરે

આપે સર્વે લોકોને તે ગાળી, થાય સીંહણ સગાંને તે ભાળી
સામું બોલી કાળજું દે બાળી રે હાય હાયરે

ગામમાં ના એકેને તે છોડે, મારે સઘળાંને પગની તે જોડે
આવે લઢવા ચઢીને વરઘોડે રે હાય હાયરે

જોવા નાટકને થાયે તે ઘેલી, બેસે જઇને તે સૌના તે પહેલી
જાય આબરૂ નેવાં પર મેલી રે હાય હાયરે

કોઇ શોખીન જો નજરે ભરાયે, તેની સાથે જલદી બેસી જાય
પછી માલ હરામના તે ખાય રે હાય હાયરે

રાંડ ધણીનું કાળજું તો બાળે, ચઢી આડાને અવળે તે ચાળે
કયા ભવનું તે વેર એ વાળે રે હાય હાયરે

નથી વીતાડવામાં કંઇ બાકી, એ તો લાગે છે ગામની કાકી
એવી પીડા છે મુજને પાકી રે હાય હાયરે

રાંડ દેખી બીજાઓનું સુખ, તેમ કાળું કરે એનું મુખ
આવુ છે મારે દરરોજ દુઃખ રે હાય હાયરે

નહી સમજાવી સમજે એ સાને, નહી વાત કોઇની તે માને
એ સઘળુ રહય મમ જાણે રે હાય હાયરે

રાંડ માલ મલિદા તે ખાયે, તોય પુરે પુરી ન ધરાયે
પેટ પાટણના જેવડું જણાય રે હાય હાયરે

નહી પોસાય પીયરમાં જઇને, નહી ગમે સાસરીએ રહીને
રાંડ જીવે બધાને દુઃખ દેઇને રે હાય હાયરે

નવ માથું ઓળે કે તે ચોળે, શીર સેંન્ટ લવન્ડર તે ઢોળે
આમ કુળ માબાપનું બોળે રે હાય હાયરે

જેને આવી હોયે ભાઇ નારી, તેને સોંપી દેજો પરભારી
તેને ગમે તેવો વર ધારી રે હાય હાયરે

સુકું નાળીએર બંધાવી દેજો, મારા રામ રામ છેલ્લા તો કહેજો
પછી ખબર તેની તો નવ લેજો રે હાય હાયરે

કહું કેટલીક સુધરેલીઓની કાણી, વળી સુણજો મગન કેરી વાણી
લેજો ભાગ પુરા વાંચી જાની રે હાય હાયરે

થોડી વાત સુધરેલીની કીધી, બાકી રહેલી બીજામાં તો લીધી
માટે ચાલજે સુધરેલી તુ સીધી રે હાય હાયરે

---

# શેઠ શેઠાણીનો સંવાદ.

## પ્રકરણ ૨ જું.

( રાગ ગઝલ ).

સુધરેલી- -અરે સ્વામી તમે મારા, ઘડાવો અંગડી પ્યારા
વળી હીરા તણી ચુની, કહો તમે લાવશો કયારે. ૧

શેઠ—-અરે પ્યારી હવે મારી, સુણાવું વાત હું સારી:
નથી પૈસા કને, મારી કહોને શું કરૂ પ્યારી. ૨

સુધરેલી—ભગત કે દીનને આપો, છતાં અહિં આમશું ભાખો:
ગમે તે આજથી કરીને અહિં આણી સર્વ નાંખો. ૩

શેઠ · ભગત કે દીનને હું તો જમાડું અન્નને પાણી;
રહી છે પાસ નહિ મારી, રૂપૈયા નોટ કંઇ ભારી ૪

સુધરેલી---રૂપેયા ત્રીસ લાવો છો, વળી બીજા કમાવો છો

છતાં માથું હલાવો છો, કહો એ રીત સારી છે ૫

શેઠ-- ખરચ મુંબઈ તણાં ભારી, વળી જો થઇ છે આજારી

કહેને શું કરૂં પ્યારી, નથી કંઇ પાસ દ્રવ્ય મારી ૬

સુધરેલી--- નહી લાવો તમો વ્હાલા, જરૂર જઇશ પીયર મારા

પછીથી ચાય તે કરજો વળી તેથીજ મારે શું ૭

શેઠ---અરે રંડા કહું તુજને બતાવે બીક શું મુજને

ભલે જાને પીયર તારા, થશે કંઈ હાલ મમ સારા ૮

સુધરેલી---પીયર શું કામ હું જાઉ, ઝડપથી ઝેર હું ખાઉ

પછી વૈકુંઠમાં જાઉ, તહીં જઈ નામ દીપાવું ૯

શેઠ---હવે હાચી અરે વ્હાલી, કહું હું શીર હું હાળી

વખત આવે સહુ, થાશે ધીરજ ધરને અરે પ્યારી ૧૦

સુધરેલી—અને તો હાર તમ લેજો, ઝવેરીને જઇ કેજો;
વીલાયતી જોડ જે સારી, બતાવે મુજને કાઢી ૧૧
શેઠ—હશે જો દ્રવ્ય મમ પાસે, બધું લાવીશ હું સાથે
જઇને શેઠને ત્યાં હું, રૂપૈયા જલદી લાવું છું ૧૨
સુધરેલી—ઉઠો વ્હાલા હવે મારા, પધારો પ્રેમથી પ્યારા
જમાડું હોંશથી વ્હાલા, કહે કર જોડીને દારા ૧૩
શેઠ—હવે તો શેઠ પાસે જઇ, રૂપૈયા લાવું છું હું અહીં
પછી સાથે તને લઇને ફરશું દીલ ચાહે તહીં ૧૪
સુધરેલી—વહો છો શું અરે સાચું, કહો પ્યારા હવે મારા
ખુલાસો હોંસથી માગે, નમીને આપની દારા ૧૫
શેઠ—નિસાસો શું અરે નાંખે, દીલાશો શું અરે આપે
હશે જો ઇશની મરજી' બધાં તે કષ્ટ છે કાપે ૧૬
સુધરેલી—ન જાણું તાત કે માતા, ન જાણું દેવ કે દેવી
હશે જો કાંય મનમાંતો કરે શું ઇશ કે દેવી ૧૭

શેઠ—સમય બહુ રાત્રીનો વીત્યો નકામું શીર શું ફોડે
થશે કામો સો સારાં, નકામું શીદને બોલે ૧૮

સુધરેલી—કરો ના ક્રોધ રજ સ્વામી. ઘટે નહી આપને આવું
હસાવી હેતથી દારા, ખુશીથી સાથમાં જાવું ૧૯

શેઠ—ટકોરા બારના વાગ્યા, ખરેખર ભોગ તો લાગ્યા
છતાં પણ નિંદના આવે, હવે તો ભોગ છે લાગ્યા ૨૦

સુધરેલી—ઝડપથી ચહા પી લ્યોને, પછીથી ત્યાં તમો જાઓ
રૂપૈયા રોકડા લઇને, ખુશીથી ઘેર તમ આવો ૨૧

શેઠ—કરે છે કામ કેવાં તું, ખરેખર હું બધું સમજું
જઇને શેઠને ત્યાં હું, રૂપૈયા જલદી લાવું છું ૨૨

સુધરેલી—ખરૂં પ્યારા તમે ભાખો જરાએ મર્મ ન રાખો
વળી ગાડી તમે લાવો, હવે તો છે બધો દાવો ૨૩

શેઠ—નહી ગાડી મને જોઇએ, મને મોટર છે વ્હાલી
ખુશીથી સાથમાં, લઇને જવું છે પાલવે પ્યારી ૨૪

સુધરેલી—ખરેખર સત્ય ભાખો છો, ખરી પ્રીતીજ રાખો છો

સુતાં કે બેસતાં વ્હાલા, વળી સ્વપ્નામાં આવો છો ૨૫

શેઠ—રૂપીયા રોકડા લેવા જવું છે, શેઠની પાસે

વધુ જો હોય કંઈ ઈચ્છા, હવે તો સ્પષ્ટ તું કેને ૨૬

સુધરેલી—સવડ જો હોય સારો તો, કહેવા એક ઇચ્છા છે

નથી રૂમાલને મોજાં, લહેવા એજ ઇચ્છા છે ૨૭

શેઠ—ખરેખર સાડી લાવીશું; વળી મોજાં અપાવીશું

વળી ચસ્મા અને એરીંગ, બધું સાથેજ લાવીશું ૨૮

સુધરેલી—હવે તો પુજ્ય માનીને તમોને હેતથી પુંજું

વળી પરમાત્મા ધારી તમને હોંસથી પુંજુ ૨૯

શેઠ—નહી પરમાત્મા હું પુજ્ય, નહી ઈશ્વર હું દેવા

જોઈ મેં સ્વાર્થની બાજી, નહિ લેવા અને દેવા ૩૦

લેખક—કહે આ દાસ કરજોડી, લખેલું ધ્યાનમાં લાવો

સુધારો દેશનો કરવા, પતીંગ જડમુળથી કાઢો ૩૧

# પાલવા બંદરની પ્રીતી.

## પ્રકરણ ૩ જું.

( ગઝલ )

અરે મુંબઈ તણી નારી, સજી તેં ફેન્સી સાડી
ધરેણા કરને ઝાલી, જતી તું પાલવે પ્યારી ૩૨
ન રાખે દેશની પરવા, કરે શું નીચ તુ કામો
પડાવી પારકાં નાણું કહે છે રંગ શું જામ્યો ૩૩
ધણીની ધાક ના રાખે, ફરે તું પુર ભભકામાં
કરે છે યારથી યારી, નચાવી નેત્ર યારોમાં ૩૪
પતિને દાબમાં રાખી, ફરે તું પુર જોબનમાં
રડી છે રોફમાં ભારી, ફરી તું યાર સોબતમા ૩૫
બન્યા સ્વામી તમે મારા, થયા દીલદાર છો પ્યારા
મને સાડી તમે વ્હાલા, અપાવોને કહું પ્યારા ૩૬

કહે જો ના જરા સ્વામી, તરત રંડા રીસાયે છે
પડાવી પાય સ્વામીને, પછી રંડા મનાયે છે ૩૭
સજે છે ડ્રેસ બહુ સારા. વળી તે મોહ કરનારા
ચડાવી બુટ કે મોજાં, કરે શું રોફ ને ચાળા ૩૮
બતાવે રોફ એ રંડા, ઠમકતી ચાલને ચાલી
જોઇ સૌ તેહને કેતા જુઓ આ ફાંડડી ચાલી ૩૯
અલૌકીક નેણુના બાણો, ભુલાવે યારના ભાનો
ઝડપથી ચાલ ચાલીને, કરે છે છાની તે સાનો ૪૦
વખત વિચારીને રંડાં, કરે દર્શન તણું બાનું
ઠમકતી ચાલ ચાલીને, ભુલેશ્વરમાં રમે છાનું ૪૧
નીહાળી યારને નજરે, ધીમી તે ચાલ ચાલે છે
લુંટાવા બહાર યૌવનની, ઘણી મનમાં તે મ્હાલે છે ૪૨
બતાવે ડોળ બીજાને, ઉભી છું આવતું જાણી
યારોથી તે લઇ નાણું, લુંટાવે માલ યૌવનનો ૪૩

૧૦૯૦૧



ચારોથી તે લઇ લઇ નાણું, લુટાવે માલ ચોવનનો
ભરે પાછાં હવે પગલાં, ગ્રહીને માર્ગ તો ઘરનો. ૪૪
વીતેલી રાત જોઇને, પતી તેને હવે પુછે;
હમેશાં આટલી મોડી, કહે તું તો કંઈ રહે છે. ૪૫
રાખી તે મોંને ઠેકાણે, ધીરે સ્વરેથી બોલે છે;
યાં દર્શન બહુ મોડાં, જુઠું રંડા અંડાવે છે ૪૬
અડાવી જુઠની બાજી, પછી રંડા હરખાયે છે;
રસોઇ કરતી વેળાએ, ઘણું મનમાં પુલાએ છે. ૪૭
કહે છે પીયું ચાલોને, રસોઈ હોંશથી જમીએ;
તમે જલદી પધારોને, જમીએ આપણે જોડે ૪૮
ખરો અકકલ તણો હીરો દીસે છે કાં પતી તેનો
જોઇએ નવ નવી મોજો કહોને દોષ છે કોનો ૪૯
આવી રીતે કહું વા'લા પતીને છેતરૂં પ્યારા;
તાવો દોષ હે પ્યારા, કરી વીચાર તો મારા ૫૦
બીના સહુ પુરી કરવાને, કહે છે હાથ તો મારો
તેવું મુજ મન સમજીને, લખું જાણજો યારો ૫૧
સમય સારો સીધાવાને, કરે છે નવનવી સખીઓ
લઈને સાથ સખીઓને, ઉડાવે છે ઘણી મોજો ૫૨

જોઇને કાર્ણું બહુ નીચાં, સખીઓ નાજ પાડે છે;
કરી કંઇ નવનવી વાતો, બીચારીને ફસાવે છે. ૫૩
કરી કંઇ ઢંગ ધુતારી, સખીને છેક છેતરતી,
કહ્યું જો ન કરે સખીયો, ઘણી તે ધમકી તો દેતી. ૫૪
ફસાવી આજ સખીઓને, ઉડાવે ચારથી મોજો,
બેસારી વીકટોરીયામાં તે, કહાં લઇ જાય છે જુઓ. ૫૫
સમય રાત્રી તણો જોઇ, હવે તે પાલવે જાતી,
અભણ સખીઓ ઘણી ઠગીને, પછી તે મનમાં મલકાતી ૫૬
હવે તે પાલવા બંદર, સૌથી શ્રષ્ઠ છે પ્યારા;
ચલાવે ઢોંગ શું રંભા, લખુ છું તે હવે પ્યારા. ૫૭
સમય થોડા તણી અંદર, કહું બંદર તે આવ્યું,
ઉતરવા જલદી સખીઓને, તરત રંભાએ સમજાવ્યું ૫૮
નહી તમ રજ ગભરાશો, અમે જલદીથી ઉતરીએ;
સુણી સખીઓ તણાં વચનો, રંભા બહુ ખુશ તો થાતી ૫૯
હજી સમજી નથી સખીઓ, જોઇ રંભા થતી રાજી;
સમય સંધ્યા તણો થયો તો, સખી બે સાથમાં હોતી. ૬૦
બંદર જ્યાં આવી તો પહોંચ્યું, ત્રણે કહુ સાથમાં ઉતરી;
કહે રંભા સખીઓને, અહીં હવા નથી સારી ૬૧

ધીમે પગલે તમ બંને, પુઠે કહું આવજો મારી
હતી સખીઓ કહું બે પણ, જરા મનમાં નહી સમજી ૬૨
રંભાની પુઠે કહે પ્યારા, બંને કહું ચાલવા લાગી
સઉથી હું કહું પ્યારા, રંભા જલદી ચાલે છે ૬૩
ચાલી આવી રીતે પ્યારા, રંભા નીકળી પડી આઘી
વીતેલી રાત જોતામાં સખીઓને બીક તો લાગી ૬૪
પ્રથમ માફક કહું પ્યારા, રંભા તો જલદી આવે છે
વીચારો કઈ નવા કરતી, સખીઓ પુંઠ ચાલે જ છે ૬૫
આવી રીતે કહું પ્યારા, ત્રણે કલાક બે ચાલ્યાં
છેવટે હું કહું પ્યારા, ત્રણે મેદાનમાં આવ્યા ૬૬
હવે મેદાનમાં તમને જણાવું શું થયુ તે તો
ફક્કડ ને ફાંકડો બનીને. યુવાન ત્યાં એક બેઠો તો ૬૭
રંભા તો ત્યાં લગી આવી તેની પાસે જઈ ઉભી
પ્રસન પ્રીયા કહાં છે તે તમે તો જલદી બતાવો ૬૮
સુણી યુવાન તણાં વચનો, રંભા મનમાં થઈ રાજી
કરી નખરાં ઘણાં ન્યારાં, ધુણાવી ડોક થઇ રાજી ૬૯
લખાણો બહુ રહ્યાં બાકી, કહે છે હાથ ના મારો
વળી અહીંથી રહેલાનો, બીજા ભાગો મહી વારો. ૭૦

# સ્પેશ્યલ કંકોતરી અને ચાહદેવીનાં લગ્ન.

ચીન તણી ચાલાક કુમારી, આવી હીંદુસ્તાન વીશે
અમલ ચલાવ્યો સર્વ દેશમાં; સત્તા પણ ઘરઘર દીશે
યુરોપના માનીતા મીસ્ટર, બીસ્કુટભાઈ જે બહાદુર
આશક થઈને અહીંયાં આવ્યા, ફુટતા પ્રેમ તણા અંકુર
ચાહ દેવીથી કરી સગાઈ, ગોર બન્યા હોટલ વાલા
ગ્રાહક સઘળા થઇ જાનૈયા, લગ્ન તણા કીધા ચાળા
હરખે બાધ્યો હોટલ પતીએ મંડપ મોટો હોટલનો
કોન મુકે ત્યાં અરે આંકડો, જાનૈયાના ટોટલનો
પાંચ જાય પચીસ આવતા, ધામધુમ રહેતી ચાલુ
ચોરી કેરા ચાર્જ લેવા પાસ થઈ આવ્યું પ્યાલું
ગાય ગીત ગુણુંતી ગોરી, રકાબીઓ ઉર ધરીને હર્ષ
અહો ભાગ્ય છે આજ અમારાં, થાય ચાહ દેવીનો સ્પર્શ
ચમચાએ ચીત્તમાં વચારી, બંને જણાનો ક્યાં મીલાપ
મળે દક્ષણા હોટલ પતીને, ગોળ વીણુ નવ થાય ઉથાપ

ત્રાસુ કીટલી સસરા સાંચો, ખાંડ જેહની ખીજમતદાર
દુધ અને પાણી એ બે તો, ચ્હા દેવીના છે શણગાર
જાનૈયાની જાત ભાતમાં, ભેદ ભાવ નવ મળે લગાર
કોણ બ્રાહ્મણો કોણ વણીકો, કોણ કોળી કોણ કુણ કુંભાર
ઉઠી પ્રભાતે ભેટ આપવા, મુબારક બાદી માટે
મુલાકાત લઇ દામ દીએ જઇ હોટલ પતિ કેરા હાટે
કંઈક શોખીનો નીજ ઘરમાં, પણ નિત્યે આવાં કરે લગ્ન
કોડે કન્યા દાન દઇને મનની અંદર થયા મગન
કાષ્ટાગ્નિને કોણ પુછે છે, બીડીમાં અગ્નિ પ્રજળે
એ અગ્નિની સાક્ષી આગળ, વર કન્યાનો હાથ મળે,
જઈ ધુમાડો કહે ગગનમાં, ચહા દેવીનાં થયાં લગન
જાનૈયાએ જશ ખુબ લીધો, જાણે મોટો કર્યો જગન
અમલ અધિક ચાલ્યા અવનીમાં, રડતાં રહે છે છાનાં બાળ
આનંદ આનંદ સર્વે થાતાં, ચાહ દેવી હૈયાનો હાર.

**લી.** હું છું સદાનો તમારા ઘરમાં રહેનાર **આનંદાનંદ.**

# સરસ્વતિ બુક ડેપોમાં મળતી બુકોની યાદી

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| સોળ | વર્ષની | સતિ | ભાગ | ૧ | કિંમત | ૦-૧-૦ |
| ,, | ,, | ,, | ,, | ૨ | ,, | ૦-૧-૦ |
| ,, | ,, | ,, | ,, | ૩ | ,, | ૦– ૦ |
| ,, | ,, | ,, | ,, | ૪ | ,, | ૦-૧-૦ |
| ,, | ,, | ,, | ,, | ૫ | ,, | ૦-૧-૦ |
| ,, | ,, | ,, | ,, | ૬ | ,, | ૦-૧-૦ |
| સુધરેલા જમાનાની સુંદરી | | | | | ,, | ૦-૧-૦ |
| પ્રેમી યુગલનો સુખી સંસાર | | | | | ,, | ૦-૧-૦ |

હમારી કંપનીમાં ઉપર મુજબની ચોપડીઓ મળશે માટે છુટ-નકલ મંગાવનારે દરેક બુક દીઠ દોઢ આનાની ટીકીટ બીડી મોકલવી. વી. પી. થી માલ મોકલવામાં આવશે નહી વેપારી તથા ફેરીઆને માટે બહુજ સસ્તા ભાવ છે માટે ટીકીટ બીડી જવાબ મંગાવો.

તા. ક. આ ચોપડીઓ માટે ફેરીનું કામ કરેલું હોય તેવા નોકરોની જરૂર છે પગાર માસ એકના રૂપીઆ ૨૫ થી ૪૦ ની અંદર ખોરાકી તથા સુવાની રૂમ સાથે.

મળો નીચેના સરનામે

**મેનેજરઃ—સરસ્વતિ બુક ડેપો.**

ઠે સ્ટેશન રોડ, મણિલાલ ઘડીયાળીની બાજુમાં મુ. આણંદ

# વાંચો વાંચો ! ! જાહેર ઢંઢેરો. વાંચો વાંચો ! !

પુસ્તકોના શોખીન સદ્‌ગૃહસ્થોને આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે ટુંક સમયની અંદર હમારા તરફથી ( સોળ વર્ષની સતિ અને નવ વર્ષનો પતિ ) એ નામની બુક છપાઇ બહાર પડશે જેની અંદર નિચે મુજબના વિષયો આપવામાં આવેલા છે.

૧ કન્યા વિક્રય કરવાથી આર્ય અબળાઓની થતી હાની ૨ વૃદ્ધ લગ્નનો લહાવો ૩ સ્ત્રીઓની ફરજ ૪ જ્ઞાતિ વિરોની ફરજ ૫ સતિઓના ચીતાર ૬ વાંઢાના વિલાપ ૭ શંખણીઓનો ચીતાર ૮ પ્રેમી યુગલનો સુખી સંસાર ૯ કજોડાની કહેણીઓ વીગેરે વીગેરે તથા પતિ પત્નીના અરસ પરસ પ્રેમ પત્રો અને ઘણીજ રમુજી પરચુરણ પ્રેમીક ગઝલોં સહીત છપાઇ બહાર પડશે જે ચોપડી સુંદર ગ્લેઝ કાગળ પાકું બાઇન્ડીગ સુંદર એકવીસ ચીત્રો તથા એકવીસ ભાગ સહીત લખાયેલુ છે માટે આ ચોપડી કન્યા વિક્રય જેવા ક્રૂર અને ઘાતકી રીવાજો અટકાવવા અને દીકરીઓના દુઃખના હેવાલ જાણુવા દરેક ગૃહસ્થોએ ઘરમાં રાખવુ જોઇએ.

તા. ક. આ પુસ્તકના અગાઉ ગ્રાહક થનારનું નામ પુસ્તકની અંદર છાપવામાં આવશે માટે અગાઉ ગ્રાહક થનારે નીચેના સરનામે એક રૂપીઆનુ નોટ કપની ઉપર બીડી મોકલાવવું એટલે તે ગૃહસ્થને કંપની તરફથી છાપેલી પહોંચ મોકલવામાં આવશે. અગાઉ ગ્રાહક પાસેથી ૨-૦-૦ બુક છપાઇ ગયા બાદ ૨-૮-૦ પોસ્ટેજ જુદું.

મળવાનું ઠેકાણું.
સરસ્વતી બુક ડેપો
ઠે. સ્ટેશન રોડ, ઘડીયાળીની બાજુમાં મુ૦ આણંદ